# શ્રી નવસારી મધે રોજ ૨૯ મો
# માહા ૩ જાલે દીને, નીતી તથાં
# શચાઈ શાથે ચોલવા વીશે

તથા

# મુંબાઈ મધે રોજ ૩૦ મો માહા
# ૫ માને દીને, નામદાર સરકાર
# તરફથી માંણસોની ગણત્રી
# કરવા વીશે ધરમનાં ફર
# માંણો પરમાંણે

મોબેદ રતનજી રૂસતમજી કાંગાએં કીધેલી

## વાએજ.

—o⊂⊃o—

છપાવી પરગટ કરનાર,

**મોબેદ રતનજી રૂસતમજી કાંગા**
તે ટોલાનું ભલું ઇછનાર

મુંબઈ:
વરતમાંન છાપાખાનામાં છાપી છે.

સને ૧૨૫૦ ઇઅજદેજરદી.
સને ૧૮૮૧.

# દીબાચો.



આ ચોપાનીઊ જાહેર કરવાનું કારણ એકે હમો આજે વરશ ૧૪ થયાં જાહેર લખાંણો, વા એજો ઇતીઆદી કરી ચુકા છઇએ જેમાં અકાબરો સાંહુબોમાં કેટલાએક સાહુબોની ગપ લતી તથા કેટલાએક દશતુરોની જાહેર બેદાદી વીગરે ધરમ સંબંધી કેટલાએક ગુનાહા ભરેલાં કાંમો અને ગરીબ જરથોસતીઓ ઊપર કેટ લોએક અનઘટતો કર ઇતીઆદી બાબદો વીશે પોકારો કરી અંતે થાકા. પઇશાની જોગવાઇ નહી, કોઇની મદદ નહી જેથી બાજે વખત મુગુ બેશવાને ચોકસ ધારવીઆ છતાં કોઇ એવુ કાંમ ટોળામાં પસાર થઇ જાએછે કે હમારી મંજાશકતી મુગુ બેશી રેહવા અને જે થાએ તે જો યા કરવાને ખાંમોશ થતી નથી. બાજી એવા કડવા વેળા ઊગી નીકલેછે કે તેની પતાલ જર જવાથી તેનાં કડવાં ફલ હંમેશાં આપણ જરથોસતીઆને ચાખવાં પડશે, તેટલુંજ નહી આપણી હવે પછી ની ઓલાદનેબી તેનો જોખમ ભારી પડશે. હેવુ વીચારી પાછી હમોને હંમારી શુભ નેમ અખ તીઆર કરવા વગર ચાલતું નથી. જેથી

નાચારીએ પાછું મેદાન આવી વાજબીપણુ દેખા ડવા વગર ચાલતુ નથી. કેહવત છેકે **મરદ રોવે નાંમકુ — નામરદ રોવે નાંનકુ.** તેમ નાંમને વાસ તેજ સચાઇથી પાછી હીંમત પકડવી પડેછે. હાલ હમારો પરોતેશ મુંબઇનાં ચારો દશતુરો વીશે તેઓની આપખુદ ગુનાહા ભરી ચાલ વીશે ઊભો જ છે. પંચાતના ફંડનાં ટરસટી સાહેબો ઊપર, કેટલીએક અરજી અને ખાસ તરણની વાત ઊપર મોકલેલો રેજીસટર પતર ઊભોજ છે. હથીઆરનાંનોમાં કેટલીક દરેમેહેરની જગાપર ધર મ સંબંધી ચાલતી બેદાદી દુર કરવા વીશેનો મુંબઇના બંને પ્રખીઆત શેહેનશાહી દશતુરો ઊપર લખેલો પતર ઊભોજ છે. જે વીશે કોઇ બી સાહેબો તરફથી કુનોચરા કે જવાબ બાહાર આવીઓ નથી. જેથી તે બાબદો આ શાલની આખરીએ હમો જાહેર મેલશું. હજી ખાસ છૂ સાત સબુરી કરવાને દરૂસત વીચારીએ છઇએ. પછી તેનો દોશ હમારે માથે રેહેશે નહી અને ઊપર લખવા પ્રમાણે હમારૂ લખવુ તથા બોલવુ ચોકસ હદમાં સાબેત ગણાઇ ચુકુછે. આજે ચ ઊદ વરશનાં અરસામાં કોઇબી અમારૂં લખાંણ ખોટું છે એવી કલમ દેખાડી એક બોલ વટીક ખોટો પાડવામાં આવીઓ નથી. જો કોઇ બોલી

ઊ હોયતો બેશરમ ભરી રીતે પોતાની મરજી નુ લખાણ કરીઊ હશે તેવા લખનાર મતલબી આઓનીબી હમો શુધ ફેકોણીં ઊપર લાવીઆ છઇએ, બલકે તેવા ધણીએ પોતાનો પાપી પસતાવો પણ કરેલોછે. હવે જેવારે હમોએ પરઊપીઓગી કાંમ કરવાને ચોકસ જીવવાની ઘડી સુધી દીલમાં ધારવી રાખીઊછે, પછી મારી ગમે એવી માંઠી અવસ્થા છતાં હીંમત છોરવાને ધારવીઊજ નથીં તેવારે નવશારી જેવા ગરીબ કસબાના જરથોસતીઓમાં બેગારો થઇ આખા પારશી ટોળાને તેની માંઠી અસર નહી થાએ એવા મારા ચોકસ વીચાર છે તેથીજ હાલનો ચાલતો માંડો બનાવ હું જોઇ શકતો નથી. તે એ છે જે અથોરનાંન ટોળામાં અને ભગરનાં મોબેદોના વડા દસતુરાંન દસતુર કેકોબાદજી રુસતમજી મેરજીરાણાનાં નાં મીયાં ખાંનદાંનમાં દાહાડે દાહાડે બુરો કંકાસ વધતોજ જાએછે અને તેનાં માંઠાં. પરીણાંમ આખાં નવશારી ગામનાં ગરીબ જરથોસતીઓને ખમવાં પડે, જેથી તેમ નહી થવા દેવાની મારી ખરી કાળજી હોવા છતાં જે વલી હાલ અતીશય માંહો માંહે બુરો કંકાશ ફેલાવા માંડીઓછે. દસતુરજી સાહેબ કેકોબાદજીના વખતમાં તો કાકા પીતરાઇ માંજ ખાંનગી કંકાસ ચાલતો હતો, પણ અતી

શય દલગીરી છે કે તે કુટુંબના કંકાશે આગલ વધી દશતુરજી સાહેબનાં ખુદ પોતાનાંજ ઘરમાં જંર ગાલોં છે જેથી એ નાંમીચાં કુટુંબ વીશે જાહેર લખવામાં, છાપાછાપીમાં થોડું આવીઊ નથી, પણ તે કડવો વેલો વધી તેની જડ ઘાલી આખાં ગામમાં ફેલાઇ જવાની પાટી ઊપર ચોકસ આવી સુકોછે. મારા હમદીન વતની અને સરવે જરથોસતીઓને રોશન હશે કે હમે આગલ એક હેંડબીલ કાહાડયું હતું જે હાથીની લડાઇમાં જાહેરની ખો. આવુ મથાલુ આપી થોડુ બોલીઆ હતા, તેનુ જાણવુ એ જે તે વખતે નવશારીનાં બે માતબર શેઠોમાં રસાકશી ચાલતી હતી અને પેલા કેકોબાદજી સાહેબનાં છોકરાઓએ એક બીજાની વલણ પકડી હતી તેનાં માઠાં પરીણામ આખાં ગામની અબલાઓને ચાખવાં પડતે પણ બારેકતાલાની બખશેસથી હમારૂ હેંડબીલ નીકલવા પછી કોઇ પરમેઆત શાહેબોએ ખાંનગી ગોઠવણ કરી ભાઇ ભાઇઓમાં શુલેહ કરાવીહતી,પણ તેપછે હવડાં વલી અતીશય માંઠો બનાવ તે નાંમીચાં કુટુંબમાં વધી ગીઓછે. હમણાં'કોરતીનું'ધુમાલુ કીધુછે તે ઊપરાંત કોઇ ભયંકાંર રૂપ બને એવુ મને ચોકસ નજર આવવાથી હમોએ હાએ અપ્રશોસ કરવા શાથે પાછી

મારી ભલી નેમ આગલ વધારવાને ફરજ પડી જેથી નાચારીએ આ ચોપાંનીઆંનો ખરચ કર વાની અગત પડી, હમે એકશ ધારવીઊ જે મુંબ ઈ જેવાં દોલતમંદ શેહેરમાં વગર આશરે આ ટલી હીંમત ચલાવી ને પોતાનાંજ ગરીબ ગાંમ વીશે, ગરીબ• ટોલાં વીશે તથા હુંમારનાંન ભાઈઓ વીશે અખાંડા કરી બેશવું એ મુરખનું ને તે શાથે હીચકારાનું કામછે. એવુ ધારવી મારાં પોતાનાં વતનમાં કોઈબી બુરો કંકાશ વધી નહી જાએ તેમ કરવુ. હમો કોઈ મારાં કામને ખાતર રોજ ૧૦મો માહા ૩જો શને ૧૨૫૦ યઝદેજરદીમાં નવશારી ગોઆ હતા, તાંહાં માશ ૧ ને દીન ૨૦ રહયા હતા. જે અરસામાં બનેલા બનાવ નો હેવાલ મારી નાંકેશ શકતી પ્રમાણે કીમેલી મેહેનત વીગેરેનો ચોકશ શાચુ શાચો ખોલાશો આ પવાને હીંમત કરી મારાં વતની ભાઈઓનીખાતરી કરૂછેવુ. જેવારે નવશારીનાં બંને દેશાઈ શાહેઓને મલવા ગીઓ, પણ તેઓએ દશતુરજી શાહેબની મ નશખતી વીશે, તથા કોઈ મતલબીઆ દેશાઈ વીશે તથા કોઈ મતલબીઆ દશતુરની શલાહ પ્રમાણેજ ચાલવા વીશે અને વડા દશતુરજી શાહેબ કેકેઃ બાદજીના શાહેબજાદાઓ એટલે કાકાઓ શાથે કંકાશ વધી જવા વીશે તે ઊપરાંત અનજુમન

થી નેમનુક કરેલા વડા કાકા રૂશતમજીનું કઇબી દશ્તુરજીએ નહીં સમજવા વીશે, દલગી ની ભરેલો હેવાલ કહી સાંભલાવીઓ હતો. વલી 'સમજવામાં ચોકશ આવીઊ કે દેશાઇજી બર જોરજી નવરોજી તથા દેશાઇજી બમનજી દારાબજી નું દશતુરજી કંઇબી શાંભલતા નથી. થોડાએક બેઅકલી મોબેદો, દશતુરજીને ઊશકેરી તેઓ પોતાની મતલબની જે શહલા આપેછે તેનેજ વલગી રહેછે. પેલા પ્રખીઆત બુજરોગ દશતુર જી નવરોજી શોરાબજીનુ પણ કઇ ન શમજતા પોતાનુંજ મગજ પોહોંચતું કામ કરેછે. એવી વાત શમજતાંજ મારાં આગલાં હૈંડબીલનુ મથાળુ મને યાદ આવીઊ જે હાથીની લડાઇમાં જાહેરની બો-પેલા મતલબી કારભારી તથા કોઇ ખુણે બેસીને સહલા આપનાર દેશાઇ તથા કોઇ નાંમીચાં માંણસ અને થોડા અગીઆરી ત્વાપરનારા મતલબીઆ પોતાની ગરજના મીઠા તેવા સાહેબો આગર ગોયા દશતુરજી એક રમકડું થઇ ગયાછે. આવી દુખદાએક વાત ઘણી તરફથી શમજી અતીશય દલગીર થઇ ગીઓ હતો તેટલે. વલી બીજે દહાડે ચોકસ ખબર પડી જે બાડોજીનો રેહેનાર એક પારસી પોતાની બાયડી સાથે રાજી ખુશીથી પોતાનાં ડંગરેજી ગામ

માંજ ફારગતી કરી હતી, તે પારશી નવશારી મધે મલેશર ફલીઆમાં બીજુ ધર કરવા નીકલીઓ પણ નવશારીની અનજુમનના ધારા પ્રમાણે વડા દશતુરજી દારાબજી માહીઅરજી તથા દેશાઈ બરજોરજી નવરોજી અને દેશાઈ બમનજીદારાબજી પોલીઆરની રજા વગર ગામમાં નાંતરૂં થવાએ નહી. તેઓ પુરતી તજવીજ કરે, ફારગતી ત પાશે, બંને પક્ષવાળાં જોડાંને હજુરમાં એટલે પોતાની આગળ બોલાવી પછી ચોકસ કરી અન જુમંનનાં તરણડો શરદારો અથવા વડીલો રજા આપેતો દશતુરજીનાં હોકમથી નાંતરૂં અથવા કઈ વાંધામાં પરેલાં લગન શારવા જવાએ. તેમજ કઈ ફર ફરીઆદ, કોઈ વર વાંધા, કોઈ જાહેર મેલાવદા કરવા વીશેબી એ તરણદો અનજુમનનાં થેરવેલા વડીએલોને નાંમની અરજી કરે અથવા હુકમ મેલવે તોજ તે વાજબી કેવાએ. શરકારી દરબારી કાંમનો કોઈ બંદોબશત અડવા કાએદા પશાર કરવાનો હોએતો તે શરકાર વતીક બંધે દેશાઈ શાહેબો તથા દશતુરજી શાહેબનાં નાંમથી શવાલ મોકલે તેનો જવાબ પાછો મોકલે તો એ તરણે વડીએલો મલીનેજ મોકલે. આજથી ધડી શુધી જેબી ચુકાદા ઇઆં ફારગતી ઇઆ અરજીઓ ઊપર એ તરંદો શાહેબો ધેઆંન આપત

આવેઆછે. શહી શાખ કરેછે તેવારેજ વાજબી કેવાએછે. હુવે નવશારીની અંજુમનનો કાએદોછે જે આજકાલનો નહી બંણ શેંકદો ઊપર વરશો થઇ ગીઆંછે. પણ દલગીરીથી વાજબી લખવું પરેચકે હાલી તરણદો વડીલોમાં મતફેર ચાલી પેલા બાડોલીના પારશીને વાજબી ઇનશાફ મલતો નથી. જો આવી મતફેર અને બેઇનશાફી વધી આગલ જડ ઘાલે ને એકબીજામાં ફાટફુટ પડેતો ખચીત જેમ મુંબઇ શેહેરની આગલી પંચાતમાં તેના વડીલોમાં ફાત પડી ગરીબોને બેઇનસાફી મલી તેથી બનીઊં એમ કે જેઓનાં દીલ દુખીઆં, જેઓ દાદને નહીં પોહોંચીઆ તેઓ તેવાં લુલી ટુટી પંચાતની સાંમે થવા લાગા. જેથી તે વખતની ઇઆ તે પછીની પંચાતનાં અકાબરોને પોતાની સતા છોડવી પડી જેથી કેટલીએક ઇનસાફ નીતી સરકારમાં ટકેલી દેવી પડી અને આજે તેંઓને પસતાઉં પડેછે. તેમજ તેનાં માઠાં પરીણાંમ મુંબઇ જેવાં નાંમીચાં શેહેરના નાંમીચા જરથોસતીઓને ખમવાં પડેછે. હવે અફશોસ કરવા સાથે મારા નવશારીના વતણી જરથોશ તીં સાહેબોને જાહેર કરવાની ફરજ જાણી લખુંચ કે તે મુંબઇનો વેખત તેની બુરી અસર આપણી પુરાતન જગા ઊપર આપણી ગરીબ

અનજુમન ઊપર લાગુ થવાની પાટી આવીછે તેથી આવો કડવો વેલો દુર કરવાને એટલે ઊખેડી નાંખવાને એકદમ હીંમત કરવી જોઇએ, નહીતો તેની જડ મજબુત થઇ તેનાં કડવાં ફલ આપણને અને આપણી આવતી ઓલાદને ચા ખવાં પડશે. હવે પેલા બાદોલીવાલા પારશીની ફારગતી છતાં તેમાં કંઇજ હરકત નહીં હોવા છતાં પેલા સરકાર દરબારનાં કાએદા અન જુમનના બંને દેશાઇઓ જાણેછે તેઓએ રજા આપવા છતાં ફકત દશતુરજી દારાબજી પોતાની કમ સમજનથી નાજ કહી બેઠા ને કોઇનુંબી ન સમજતાં ફકત પેલા કોઇ દસતુરે નાં કહ્યું તેનેજ વળગી રેઆ. વલી કેટલાએક મતલબી ઓબેદો મીઠું મીઠું પરીશી પોતાની કોઇ બુરી મતલબ પાર ઊતારવા તથા કોઇ નાંમીચા દેશાઇ યા કોઇ દોલતમંદ સાહેબ પોતાનું આગલું પાછલું વેર લેવા અથવા મોહોટાઇનું માંન મેળવવાનાં હેતુથી પોતાની મતલબની છુપી શુલેહ આપેતો તેજ પ્રમાણે, તેની અસર ઊધરતી બુધી યા કાચાં મગજના ધણીને તુરત લાગુ થઇ જાવા વગર રેહે નહી. એક દાંખલો લેવો—હાલ સુધરેલાં રાજોમાંબી એવો ચોકસ કાએદો છે કે કોઇ રાજકરતા પોતાની ચોકસ

હદમાં ચોકસ મનશકતીમાં નહી હોવાના સબબે તેવા રાજપુતરને વાસતે પાકા અને બાહોશ દેવાંનો સરંકાર તરફથી નેમવામાં આવેછે. પેલા થોડી બુધીના રાજપુતરને પોતાની ખુશી પડતો દેવાંન નેમવાની તેની શહુલા લેવાંની શતા અ પાતીનથી પછીં જો રાજપુતર પોતાંનું કામ ચોકસ બજાવશે એવુ સાબેત થાએ તો પેલા દેવાંનને મોહોટાં માન સાથે રજા આપવામાં આવે છે. તેટલા અરશામાં જો પેલો દેવાન ગફલતી કરે, રઈઅતનો પોકારો થાએ યા રાજગાદીને નુકશાન પોહોંચેછે એવુ ચોકસ પેલા રાજપુતરને માલમ પડે તોબી તેને બદલી બીજો દેવાંન કરવાની તેની સતા નથી તે વીશેની ફરીઆદ પેલા રાજનાં વડા ઊપર જેને દેવાંન ઠેડવેલો હોએ તે ઊપર લખે તે ફરીઆદ વાજબી છે. કે નહી તે વીશે ચોકસ થાએ તોજ તેવા તકશીરવાર દેવાંનની બદલી કરવામાં આવે. તેજ દાખલે આપણી નવશારીની સમશતે અન જુમન મળી નાંહાંની ઊમરના ગાદીવારેસ દશતુરજી દારાબજીને શહુલે આપવાને તેવણના વડા કાકાં અને વળી સસરા થાએ તેવણને શહુલે આપવા એક દેવાન તરીકે નેમવામા આવેલા હતા પણ જેવારે દશતુરજી સાહેબ તેવણનુંબી નહીમાને

અને પોતાનીજ ખુશીનુ કરેતો ખચીત ઊલટુ કેહેવાએ• હા જો તેવણ સાહેબથી ગાદીને કઇ નુકશાંન પોહોંચતું હોએ• ટોલાંનું કાંમ બગડે એવુ ચોકસ હોએતો દશતુરજીએ તેવા દાખલા શહીત અનજુમનનાં બીજા બંને આગેવાંન દે શાઇ સાહેબોને અને અનજુમનને નાંમે રપોટની મારફતે જાહેર કરવું તે વીશે ચોકસ કરી પછી અનજુમનના વીચારથી ફેરબદલી કરી બીજા ધ ણીની નેમનુક કરવી એ અનજુમનનાં વીચાર ઊપરછે• દશતુરજી હવે એખલા બધો દશતુરી કાર ભાર ચલાવવાને લાએકછે કે નહી? જો લાએક હોએ તો પેલા અમજુમનથી કેડવેલા દેવાંનને બા આબરૂથી માન આપવા સાથે છુટતા કરવા• અગર જો દેવાણની હજી અગત જણાએતો કોઇ લાએક અને અપક્ષપાત ધણીને પાછો ને મી આપવો• અમો આવો બનાવ નજરે જોતાં મારી કાચી મનશકતી પ્રમાણે હજી દસતુરજી સાહેબ આગળ કોઇ પક્કો શુલેહગાર વરશ ચાર પાંચ નેમવો જોઇએ એવું ધારવી તમો નવ શારીની અંનજુમનને તેનાં વડીલો બંને દેશા ઇજી શાહેબોને ભલાંમણ કરૂંછું પછી તો તમો દાંનેશમંદ સાહેબોનાં મોબારક વીચારમાં ઊતરે તે ખરૂં• હવે પેલા બાડોલીના પારશીને રજા દ

સતુરજી શાહેબ તરફથી નાંતરૂ કરવાની નહીજ મળી. બંને દેશાઇ સાહેબો તો તે ઘણી ઘણી આનીને તેરી ચોકસ કરી કઇ હરકત ન હોવાથી રજા આપી સુકા.વળી તેવો પોતાનો મોબેદ મોકળી આશીરવાદ શરાવવાબી તઇઆર થયા હતા. પણ તેમાંથી ટોળામાં મીનાંકેશો વધી જાશે હેવા વીચારથી તે બંને શરદારોને સમ જાવી હમે જેમ તેમ આટકાવી રાખીઆ પછી પેલો પારશી નાચાર થઇ પાછો બાદોલી ગીઓ. તે અરસામાં થોડે દાહાડે નવશારીની સરકાર તરફથી બંને દેશાઇ અને દશતુરજી સાહેબને નાંમે નાંતરાં તથા તલાક વીશે શવાલ આવેઆ.પા છું આગલ વરશ દશ બારની વાત ઊપર હતું જે સરકારજ રજા આપતી હતી તેમાં ગરીબ ટોલામાં ઘણી શરમભરેલી વાત થઇ પડી હતી લોકોની નાંદાંન અને જુવાંન વહુ દીકરીઓને થાનામાં જઇ ખોલાશો કરવો પડતો હતો. આબરૂદાર ગરહસ્થોને હાજી નાંજી કરવી પરતી હતી ઇતીઆદી આપ્તો પઇશે ખરચતે શોશવાં પ ડતાં હતાં તે છતાં ઊતાવલો નીકાલ નહી થાતોહતો તેજ હીગામમાં મુંબઇનાં મેટરીમોનીઅલ કોર ટનાં ધારા વટીક તે જગા ઊપર લાગુ થાએ એવી ટપનાં લખાંણો ખંડેરાવ ગાએકવાડનાં

વખતમાં વડી ગાદી તરફથી નવશારીના શુબા સાહેબની મારફતે બંધે દેશાઇ સાહેબો અને દશતુરજી સાહેબને નામે શવાલ લખાઇ આવેલા પણ પેલા પ્રખીઆત દેશાઇ સાહેબોએ પોતાથી બનતી કોશેશ કરી ઘણી મેહેનતે તે શવાલના જવાબ અનજુમન તરફથી પાંછા વારી ફતેહ મેલવેલી તેટલુંજ નહી પણ નાંતરાંની રજા શરકાર આપતી હતી તે પણ ખરી મેહેનતે લાગવગથી પાછુ અનજુમનના હાથમાં આવેઊ અને જુવાન અબલાઓની તથા નાંમીચા આબરૂવાલા ગરહસથોની ઇજત જલવાઇ તે આંજની ઘડીશુંધી જારી છે. પણ પેલા જીનાંભાઇ દશતુર અને નવરોજી કુતાર વીગરે પાંચ છ સાહેબોનાંજ ધીઆંનમાં ખોદા ઊતરીઓ નહી અને હજુર તે પારશીને અનજુમન તરફથી રજા મલતી નથી જેથી તે પારશીએ પેલી ઇંગરેજીમાં થયલી ફારગતી ઇંગરેજીમાંજ રેજીસટર કરાવી પછી તો કંઇજ હરકત રહી નહી પણ વલી દેશાઇ શાહેબે રજા આપતાં એવી ટીલ નાંખી જે પેહલે શરકાર તરફથી શવાલ આવેઆછે તેની અનજુમન બોલાવો, જવાબ મોકલો પછી રજા અપાએ. જેવારે દશતુરજીને કેહેવડાવી કેહેવડાવી થાકા જે આપણે અનજુમન બોલાવી તેઓના વીચાર લેઇ

પાછો જવાબ તુરત લખવો જોઇએ પણ દશ તુરજી તો તેનો લાંબો વીચાર કરી પાછો જવાબ કેવારે નહીં, છુપા શુલેગારોને પુછે પણ કઈ જવાબ મોકલે નહી જેથી બંને દેશાઈ શાહેબો એ નાચારીએ લેખી જવાબ લખી, લેખી જવાબ મંગાવીઓ.જે તમો વારૂ વારૂ. કેવારીઆ કરોચ પણ ચોકસ દાહાડો નેમતા નથી પણ તેનો જવાબ મોંહેડે કેવારોચ તે વાજબી છે કે જવાબ લાવનારે વધારો ઘટારો કરેલોછે તે ઊપર વીશવાશ નહી રાખેઓ તેથી લેખી જવાબ મંગાવાનો ફાએદો રાખીઓ તેટલેતો શરકાર તરફથી ગોથા ભરી રીતે દેશાઈ શાહેબો ઊપર દબાણ થઊ જે તમારી અનજુમનથી હજી બોલાશો મલીઓ નહી. તેટલે વલી તુબભરી બીજી ખબર આવી જે દશતુરજીનાં માગનારા ટાંચ લાવી દસતુરજીનાં ઘરમાંનો શાંમન ગારાં ભરી લેઇ ગીઆં. ગાંમમાં મોહોટા ભાગને દલગીરી ઊપજી. ઘણો ભાગ ફુટથી બોલવા લાગાજે રૂશતમજી દશતુરની કારભારીમાં આવો માંઠો દેખાવ બનીઓતો નહી તેવણે પોતાના બાવાની ગાદીની સંભાલ કરી માંગનારાને તપાશી રાખેલા. એક પુલીઊ શરકારમાં જવા દીધું નહી પણ નવા નવા મેનીજરોના શમજાવવાથી શાંમન સરકારનાં જવા દીધો. હમો પાખ મનીશનીથી બોલીએ છીએ

કે હમારી તેમજ કેટલાએક આબરૂવાલાં મા
ણશોની આંખમાં આંશુ વટીક આવીઆં. હવે
તે વીશે ઘણાં શાહેબોનાં જીલમા એવો ખીઆલ
આવીઓ જે હજુરથી એ સામનપરથી જ
પતી ઊચકાવી જાહેર લીલાંઊ નહી થાએ અને
મરહુમ દશતુરજી કેકોબાદજીને નાંમનાં જાહે
રનાંમા શરકાર તરફથી નહી મરાએ. ગાદીની
આબરૂ રેહે એવી નેમથી કોઈ ચોકશ ગોઠવણ
કરી દશતુરજી કેકોબાદજીનાં શાહેબજાદાઓએ
કેહેવા છતાં બે ચાર શારાં માણશોની મારફતે
બી દસતુરજી દારાબજીને કેવારેલું પણ તે
વીશેબી દશતુરજી. સાહેબે કઈ ધીઆંન નહી
આપતાં જવાબ દીધો કે જે બનવાનુ હશે તે
બનશે. આ બીના હમે ખુદ બમનજી કેકોબાદજી
થી સમજી અતીશય દલગીર થયા. પેલા છુપા
શુહલે આપનારાના જંગલી વીચારનો નમુનો
જુવો. એ મીલકત જાહેર લીલાંઊ થાશે તે
પાછી આપણે દશતુરજીને વાશતે લેવારશું હેવા
તકલીદી વીચાર તેવો કરતા હતા. એ વીગરે
ઘણો ઘબરાટ વધી ગયલો જોઈ હમે એક જા
હેર વાહેજ કરી ધરમની ખુબી સાથે શંમજા
વવાની ગોઠવણ કીધી તે વીશે પેલા તરંડે વડી
લોની રજા મેલવી તેવોના હોકમથી જાહેર તેરાં
સારવે અનજુમનને કરાવીઆં હતાં.

# નીતી અને શચાઈથી ચાલવા વીશે રોજ ૨૮ મો માહા ૩ જો શને ૧૨૫૦ યઝદેઝરદીને દીને નવ શારી મધે મોબેદ રતનજી રૂશતમજી કાંગાએ કીધેલી વાએજ.



પાખ દાદગર દાદારની મદદ હોજો.

મીજલશના સાહેબો આજ રોજે તમો સાહેબો હું ગરીબ એબેદના ઇજનને માંન આપી આ જગા ઉપર ભેગા થયા છો, જેથી તમારો ઉપકાર માનું છું. મારી નાકેશ શકતી પરમાણે થોડું સમજાવવા માંગું છું. આપણ સરવે જર થોસતીઓએ નીતીથી તથા સચાઇથી ચાલવું જોઇએ જે વીશે આપણાં ધરમ પુસતકોના આ ધારથી ખુલું ફરમાન આવેલું છે જે ફરમાન આપણા પેગમબર સાહેબે દાદાર હોરમઝદ તરફથી શમજી આપણને સમજાવીઉ છે, જેથી આપણે જરથોસતી તરીકે કેહેવાઇએ છઇએ.

અવશતા.
ખશનોથરે અહોરે મઝદાઓ.
અરથ.
ખુશાલ કરૂંછું હોરમઝદને.
અવશતા.
તરોએદીતે અંગરે .મેનીઊશ.
અરથ.
તોડુંચ અંગરેમેનીઊશને.

હવે દાદાર હોરમઝદને ખુશાલ કરવું. જે શાહેબ ભલાં કામનો, ભલી નેમનો, અને શચાઈનો ખાવીંદ છે તેને મલતાં આપણ ઇનશાંન માતરનેબી ભલાં અને શચાઈજ ભરેલાં કાંમ કરવાને પોતાના પેગમબરોની મારફતે તાકીદ ફરમાવી છે તેવારે આપણ જરથોશતીઓએ તેવાં ભલાં તથા પરઊપીઓગી કાંમો શચાઈ સાથે કરવાં જોઇએ. શાહેબો જે ભલાં અને પરઊપીઓગી કાંમ કરવાં છે તે કાંઇ શેહેલ નથી. જેવો ભલાં કાંમો કરવાને દીલ ઊપર લે તેવોને થોડી મેહેનત કરવા બાદ પોતાને થોડું નુંકશાંનબી થતું હોએ તે ખમવું જોઇએ. પોતાનું એખલાનું નુંકશાંન ખમી શો નું ભલું થાતું હોએતો તેમ કરવું જોઇએ. તેનેજ પરઊપીઓગી કાંમ સમજવું. ઘેરનું બુરૂં થઇ પોતાનાં કુટુંબનું

યા મોહલાનું ભલું થતું હોએ તો જરૂર કરવું. મોહલાનું બુરૂં થઈ ગામનું ભલું થતું હોએ તો શેતાબ કરવું. કોઈ ગાંમનું બુરૂં થઈ મોટાં શેહેરનું ભલું થાએતો જલદીથી કરવું. એવી મન શકતી ધરાવી જેઓ પોતાની "આશનીદે ખેરદ" અથવા "ગોશો શરૂતો ખેરદ" વાપરેતો તેમ બને એટલે જે જાતીઅકલ તથા વધારાના અકલને વાશતે આવેલું છે, એ બંને શબદો આપણાં ધરમ પુશતકોમાં આવેલા છે. જો કોઈ શખશ પોતાનાંજ પેટને વાસતે, પોતાનાંજ ભલાંને વાસતે, યા કોઈ મતલબને વાસતે પોતાનું ભલું થતાં બીજાઓનું બુરૂં થાએ તે ઊપર અકલ નહી વાપરતાં અને મોટા ભાગને નુંકશાન થવાથી તે વીશે બેદરકારી કરતાં પોતાનીજ નેમને વલગી રહી તકોબરી સાથે પોતાની જીંદગી ગુજારે તો તેવો ધણી ગોયા એક હેવાંન કરતાંબી નખેતુર ગણાએ. શાહેબો હેવાંનનેબી "આશનીદે ખેરદ" છે, એટલે ખુદરત તરફની અકલછે, તેઓબી દીન ઊગે પોતાનો ખોરાક શોધેછે. પોતાનાં બચાંઓને પાલેછે, હજારો બચાંમાંથી પોતાનાંજ બચાંને પીછાંનેછે. બચાંઓ પોતાની માએનો શાહેદ સમજી તે આગલજ દોડેછે. પણ તેટલી જ મનશકતી તેઓમાંછે. પારકાંને વાસતે શું

કરવું, પરઊપીઓગી કામ તે શું, એવી કશી તેઓમાં સમજ નથી, તોએ પણ જો બાજે જાન વરોને તથા હેવાંનોને તેઓને લાએકની કેળવણી આપેછે તો તેઓ તેવી કેળવણી પણ લેઈ ઊકે છે. જેવારે આપણે તેમ નહી કરીએ અને જો પોતાનાંજ ભલાંને વાસતે ભૂંધાઈ રહીએ તો ખચીત આપણે ખોદાના તકશીરવાર થાઈએ. જાંહાં સુધી આપણે શચાઈ ઊપર દીલ બાંધીએ નહી, દીલમાં હરેક તરાંહનો દર અથવા રેહેમ દીલી રાખીએ નહી તાંહાં લગણ આપણને છતી આંખે ખુદરતનો ખુલ્લો મારગ નજર આવે નહી. મેહેરબાંન સાહેબો આપણા ધરમનું મુલ ફર માન જાળવવાને આપણા પવીતર ધરમ પુશ તકોમાં આવેલું લખાંણ આ પ્રમાણે છે.:—

અવસતા.

મનશની ગવશની કુંનશની.

અરથ.

શાચું બોલવું, શચાઈથીજ ચાલવું, અને સાચાં કાંમો અખતીઆર કરવાં. ઈતીઆદી કામો કર વાને આપણ ઈનશાંન માતરને ફરમાન છે. જો તેમ નહી કરીને તેથી ઊલટા જઈ ખોદાનાં ફર માનથી ગફલતી કરી 'નાંફરમાંની કરીએતો જેમ શપેનાંમીનોથી ગનામીનો અને તેની બુરી

ખાશીઅતનાં માણશો નાંપ્રરમાન થયાં તેજ અવ તારને આપણે પોંહોંચીએ. આપણા ધરમ પુશ તકોમાં "જ્રપેનામીનો" એવો વાકીય આવેલો છે તે જગતના શાહેબ જગતને હસતીમાં લાવનાર અને જગતની પરવશી સાથે વરધી કરનાર સા હેબને કહેછે. અને વળી પવીત્ર અવસથામાં અં ગરે મેનીઊશ એવો વાકીય આવેલો છે તેને ગનાંમીનો કરીનેબી કહેછે. તે હંમેશાં રોજે અ વલથી દાદાર હોરમઝદનાં ભલાં કાંમનો શતરૂ થઇ બુરાં કાંમો કરવાનેજ બંધાએલો રેહેછે. જોકે એ બંને મીનો છે. એક ભલાં કાંમનો કરનાર હંમેશાં હતો અને રેહશે. બીજો બુરાં કાંમનો કરનાર[ઘટનારો મોહતમંદ. મીનો એ ટલે અણદીઠ બેમાલુમ ગેતીલોકોને નજર નહી આવનારી વશતુઓને કહેછે. સાહેબો જેમ દાદાર હોરમઝદનાં પ્રરમાંન પરમાંણે ચાલનારા મીનો 'પ્રરેશતા તેમજ ગનાંમીનોનાં હોકમ પરમાણે ચાલનારા મીનો દેવો છે. એ બંને માનોએ પોતાની મદદ યા હોકમ ચલાવવા ને વાશતે નેમનુક કરેલી નજર આવે છે. તેમજ ગેતી પ્રરેશતા તથા ગેતી દેવ વીશે આ પણા ધરમ પુશતકોમાં "જાબજા પ્રરમાંન આવેલું છે, તે આ પરમાણે છે, ઇનશાંન માતરમાંથી

જો કોઇ શચાઇ તથા પવીતરાઇથી ચાલી ખો દાના તમાંમ હોકમો બજાવી કોઇબી જાતનો ગુનાહા નહી કરેતો તેવા સખશોને "પરેશતાની" પદવીમાં ગણેલા છે તે વીશેનો ખોલાશો.

પરવરદીનછઅશતનાં.—અવસતા. કરદે ૩૧.

એરીઅનાંમ દખીઅનાંમ નરાંમુઅશઊનાંમ પરવશીઓ ઇઅજમએદે. એરીઅનાંમ દખીઅનાંમ નારેનાંમ અશઓનેનાંમ પરવશીઓ ઇઅજમેદે. તુએરીઅનાંમ દખીઊનાંમ નરાંમ અશઓનાંમ પરવશીઓ ઇઅજમેદે. તુએરીઅનાંમ દખીઊનાંમ નારેનાંમ અશઓનેનાંમ પરવશીઓ ઇઅજમેદે..

અરથ.

ઇરાંન દેશનાં અશો નરની પરવશીને હારાધુ છું. અથવા ઇજુ છું. ઇરાન દેશની અશો નારીઓની પરવશીઓને હારાધુ અથવા ઇજુછુ. તુરકશતાંનનાં અશો નરની પરંવશીને હારાધુ યા ઇજુછું. તુરકશતાંનની અશો નારીની પરવશીને હારાધુ અથવા ઇજુછું. શાહેબો એ વીગરે ઘણી જગા ઊપર અશોની પરવશીને અને અશો લોકોને ઇઆદ કરેલા છે. ઘણી જગા ઊપર જીવતા નરને અશોનો ખેતાબ મલેલો છે. જેમ દાદાર હોરમજદને અશોનાં નાંમથી બોલવામાં આવેછે તેમજ જરથોસત શાહેબનેબી અશોનો દરજજો

મલેલા છે તે વીશે આવેલા અવસતા આપ્રમાણેછે

અવશતા.

•અશાઉમ હોરમઝદ અશાઉમ જરથોશતરે.

અરથ.

અશો હોરમઝદ. અશો જરથોસત.

અથરવનેનાંમ અહુમી. દાદાર હોરમઝદ કેહેછે, કે અથોરનાંન નાંમ મારૂં છે.

જુવો હોરમઝદ ઇઓશત. પોરીઆએ હથોરને

પ્રરવદીનઇઅશતમાં જરથોશત પેગંબરને વાશતે આવેલુંછે કે પેહેલો અથોરનાંન. હવે તમો શાહેબોની ખાતરી થઇહશે કે ઇનશાંનોમાં પવીત્ર લોકો થઇ ગયા તેઓને દાદાર હેરમઝદે પોતાના ખેતાબો સાથે મેળવેલા છે. તે સાહેબે પોતાની કીરતી સાથે ગેતી ઇનશાનની કીરતી સાથે બરોબર ગણી તો ગેતી પ્રરેશતા મુકરર થઇ ચુકા. હવે આપણ ઇનશાંનોને માંથે હજારોં તરેહનાં શવાબો કરવાની અંને તમામ ગુનાહોથી પાક રેવાને આવેલુંછે પણ વખત પરમાણે બધાજ ગુનાથી જો કોઇ દુર હોએતો અશો થાએ. અગર થોરો શવાબ થોડો ગુનાહ બનેલો હોએતો તેવા ગુનાની તોજેશ કરવા પ્રરમાવેલીછે. જેવો હલકોઇઆભારી ગુનાહ થાએતો હલકી તથા ભારી તોજેશ કરવાને આપરા વંદીદાદ નાંમનાં પુશતકમાં ખોળલું આ-

વેલુંછે. તેવી તાજેશ કરવામાં આવેતોજ તેને માપ્
કરવામા આવેલુછે. અગર નહી કરેતો રશતા
બેજના વખત શુધી તેવો ગુનેહગારછે. હું આ
શા રાખુચ કે તે વંદીદાદનાં પુશતકનો તમાંમ
બોલાશો કરવા શાથે ગરીબાને ઘણી શેહેલી
શમજન પરે તે શાથે ઘણી કીપ્રાએતથી વાંચવામાં
આવે તેંમ બંનતી જોગવાઇએ તમો જરથોશતી
ઓની શેવા બજાવાને ચુકશું નહી. હવે ગેતી
દેવો વીશે ચં તમોને જે કેહીઊ તે આ દુનીઆંનાં
બુરાં બુરી ચાલનાં માણશો વીશે આપરાં ધરમ
પુશતકોમાં જગો જગોએ આ પરમાંણેં આવેલુંછે.
દેવેનાંમ મશીઆનાંમચ. એટલે જે દેવની
ખાશીએતનાં માંણશો. વરી અવશતામાં કીકાંન
કરેપ્ાંન હેવા શબદો આવેઆચ તેનો અરથ કીક
લોકો તથા કરપ લોકો. એટલે જે દેખતા હાંધરા
કોઇથી શારી ચીજ દેખી નહીં શખનારા, શારાં
કાંમો જોઇ નહી શખનારા તથા શાંભલતા બે
હેરા—તે ખરા પોકારો કાંને નહી શાંભલનારા, તે
શમજી તે ઊપર વેઆંન નહી આપનારા છતી
આખે હાંધરા, છતે કાંને બેરા. વરી કીક અને
કરપ્ નામનાં બીનો દેવોબી છે. જે વીશેનાં

અવશતાં.

દુશમતે. દુજુખત દુજુ અરશતે.

અરથ.

બુરૂ બોલવુ. બુરાં કાંમો કરવાં. બુરાઈથીજ ચાલવુ. ઇઆ ચલાવવુ. હવે ઇનશાન માતરની શાથે હંમેશાં એ બંધો તતવ લાગુજ છે. જો ઇનશાંન ભલાં કાંમો કરવા ચાહે તો કરી શખે અ થવા બુરાં કાંમોબી કરવા ચાહે તો તુરત કરી શખે. પણ હાવી જગા ઊપર વધારાની અકલ વા પરવી જોઇએ; ત શાથે જાતી અકલથી જોઇતી મન શખતી લંબાંન વાપરવી જોઇએ, પછી જેબી કાંમો કરવાં તે ઊપર વીચાર રાખી કરવાં. તે કાંમો દાદાર હોરમજદનાં ભલાં કાંમને મલતાં છે કે નહી તે ઊપર ચોકશ ધેઆંન આપવુ, જેથી બેહેશતનો મારગ હાંશેલ કરે તેવાં ભલાંજ કાંમ કરનારને ફરેશતાઇ બેતાબ મલેલોછે. અગરજો તેવી ભલી નેમ વીરૂધ જાઇ અનીતી ભરેલાં બુરાં કાંમો કરેતો દાદાર હોરમજદનાં ભલાં કાંમ નો શતરૂ થાઇ અંગરેમેનીઊશનો દોશત બની રોશન બેહસતથી બેનશીબ રેહી તારીકી એટલે હંધારાં દોજખનો લતીજો હાંશલ કરે ઇઆને દોજખ ભોગવે. વરી તેવી બુરી ચાલનાં માંણશોને દેવનો બેતાબ મલેલો છે. શાહુબો વરી તમોને જણાવા માંગુચકે ઘેરનો વડો પોતાનાં ઘેરનાં માંણશોને કાએદાશર ચલાવાની ગફલતી કરેતો

ઘેરનો નાંશ થાએ. મોહલાનો વડો હોએ અને મોહોલાનાં લોકોને રીતશર ચલાવાની ગફલતી. કરેતો મોહલાનો નાંશ થાએ. ગાંમનો વડો ગાંમની બંદોબશતી નહી રાખે તો ગાંમનો નાંશ થાએ. શેહરનો વડો શેહેરની શંભાલ નહી રાખેતો શેહેરનો નાંશ થાએ. તેમજ કુટુંબનો યા ટોલાનો વડો કુટુંબ યા ટોળાનો બંદોબશત નહીરા ખેતો ટોલા યા કુટુંબનો નાંશ થાએ. તેટલુજ થાઈ ને અતકે નહી તેનાં માંથાં પરીનાંમ તે વડાવોનેબી ખમવાં પડેછે તેનું જાંનવુ એ છે કે પોતાને ઘેરનાં માંનશો વહુ દીકરાંને પેહેલેથીજ કબજામાં નહી રાખતાં મારામારી વીગરે કંકાશ વધારી મેલી બાજે વખત તેવો હદથી બાહર જાંએછે પછી પાછાં હદમાં લાવતાં તેનાં વડાને ઘણું ખમવુ પરેછે. મોહલામાં કુશંપ વધી મારામારી વીગરે કોઈ માંઠો બનાંવ બનવાથી તે મોહલાનાં બુજરગો યા દાનાવોને ઠપકો મલેછે. ગાંમનો હાકમ ગાંમની સંભાળ રાખવાની બેદરકારી કરે તો ગાંમ ઊજડ થાએછે તેનો જવાબદાર પોતા ના પાદશાહાનો થઈ પડવાથી તેના કોપમાં આ વી શીખશાને લાએકનો થઈ પડેછે. તેમજ શેહેરનો પાદશાહા રઈઅંત ઊપર જુલમ પાડવા છતાં તેઓની કોઈબી દાદને પોહોંચતો નથી તો

શેહેરના લોકોમાં બેદલી થઇ કંકાશ વધી તેમાં તરાં પડી ખુનરેજી થાએછે. થોડાં લોકો પરજા સંતાક એટલે રાજાં વગર રાજ ચલાવવાની તરફેણ કરેછે તો થોડાં લોકો રાજગાદીની હી માએત કરેછે, પછી માંહોમાંહે લડાઇ થઇ તેનાં માંઠા પરીણાંમ નીપજેછે. વળી ટોળાનાં વડા ટોળાની કાળજીને નહીં પોહોંચવાથી પોતા ની આપખુદ સતા વાપડવાથી પોતાનું વડાપણું બી ખોઇ બેશેછે. જેનો એકજ દાખલો આપી તમો ભલા મીજલશીઓની ખાતરી કરી ટુંકું કરૂંછું જેથીં તમારો અમુલીય વખત રોકાએ નહીં. સાહેબો મુંબઇ જેવાં દોલતમંદ શેહેરમાં વળી શુધરેલા વખતમાં આપણી દીનનાં વડા પોતા નો હક છોડતા જાએછે તથા આપણી જરથોશતી પંચાતના અકાબરો આગલ થઇ ગયા અને હાલીછે તેમાંથી કેટલાએક સાહેબો પોતાનાજ વીચાર પોતાનીજ મરજી અને પોતાનીજ બો હોંશ વાપડી ટોળાનું દીલ દુખવી કેટલાંએક કાંમો ધરમ વીરૂધ યા ટોલાં વીરૂધ કરી અપકશ પાત લોકોનાં દીલ દુખવી કેટલીએક પોતાની શતલ વૃટીક ખોઇ બેઠાછે. તેવોએ આપસવારથને વાશતે કેટલીએક આપખુદ શતા વાપડવાથી અ ને ગરીબ જરથોશતીઓની દાદને નહી પોહોંચ વાથી તેઓને ઘણી મેહેનત આપવાથી જેવારે

તેવો પંચાતની શતા શાંમે થવા લાગા જેથી પંચાતના અકાબરોએ હારી ખાઇ પોતાનો કુટ લોએક હક સરકારને સવાધીન કીધો જેથી હવે તેનાં માઠાં પરીણાંમ હાલ સરવે જરથોશતીઓને ચાખવાં પડેછે અને હવે દીન ઊગે તેઓને પશ તાવું પડેછે. શાહુબો હલકામાં હલકી વરણને માંયે પંચાત છે, તેઓની કોમનો ઇનશાફ પોતાના હાથમાં જાલવી રાખીઓ છે અને આપણે ચટતે દરજેના હોવા છતાં આપણીજ પંચાતનો ટાલો નહી હોવાથી સરકારી કાએદામાં પશી જઇએ એજ અફશોશ ભરી વાત છે. જો તેઓ સૌંરવને શરખી રીતે ગણી એકજ રીત રાખી ગરીબોની દાદને પોહોંચીઆ હતે તો કબી આવી ઇનશાફનીતી તેઓને છોડવી પડતે નહી પણ પેહેલેથીજ વીચાર ન કરતાં પાછળથી પશતાવું તે નકાંમુ તેમજ ભાઇસાહેબો જેબી કાંમ કરવું તે પેહલે લાંમબી મનશકતી વાપડી પછી કરવું. હવે મારૂં બોલવું બંધ કરતાં તમે ભલા મીજલશી સાહેબોને વીનનતી કરી અરજ ગુજારૂંછું કે આપણાં વડા પંથકમાં નાંમીચાં કુટુંબમાં જે ઘણાં વરશો થયાં કુસંપ ચાલેછે તે હાલ ઘણો વધી ગીઓછે તેનું સારૂં પરીણાંમ આવેલું જોવાને ઘણો ભાગ ઇનતેજારી ધરાવેછે તે

મજ હું ગરીબ મોબેદની આ બાબે અતીશય દલ
ગીર છું, તેથી ધાશતી એવી લાગેછે કે રખેને આગ
ળ ચાલતાં એ બુરો શેરો વધી જઇ તે વડા દસતુર
જીનાં નાંમીચાં ખાંનદાંનમાં માંઠો બનાવબને જેથી
આપણ સરવેને દલગીરી શાથે પસતાવું પડે તેથી
તમો શાહુેઓએ, ખોદાને હાજર જાણી વડા દ
સ્તુરજીની અને તેઓના વડીએલ થઇ ગંયા તે
ઓની કીરતીની સંભાળ કરવા બનતી કોશેશ કરી
આ ગરીબ કસબામાંથી કુસંપના બુરો સરો દુર કર
વાની ગોઠવણ કરવી જેથી શોભા ભરીઉ થઇ
પરઉપીઓગી કાંમ કરવા સરખું બને અને આ
પણી ગરીબ અનજુમનથી શોભા ભરેલાં કાંમો
થઇ ટોળાની આબાદી રહે. આંમીન. આંમીન.

---

ઉપલી વાહેજની અસર હમો ધારવીએચ
કે સરવે અનજુમનને થઇ પણ પેલા આપખુદ
નવા શુહલેગારોને નહી થઇ. તેટલે તો શુહલે
ભંગ કરનારો બીજો રકાશ અંચીતો બાહાર
આવીઓ તે એ કે પેલાં મુંબઇના વાડીઆજીનાં
આતશબેહેરાંમનાં રૂ૪૦૦૦૦) અને બીજા એકઠા
થતાં મોટી રકમના રૂપીઆ લેવાનો લુમકો લેવા
ની ઉલટમાં આવી કેટલાંએક મોબેદો ખુશીખુશી
થઇગયા. અનજુમન બોલાવવાની હીમત કીધી.

પેલી કેવત માફક ભેશ નહી તેટલે ખુતો ડાટી મેલેઓ તે એ જે કોઇ આબરૂવાલા બેહુદીન શાહેબની ગોઠવણ કરવાથી તે શાહેબે તાતાજી સાહેબને કેહેઉં જે નવશારીની વડી અનજુમન ભેગી કરી તેઓની એકદીલીથી જાહેર મીટીંગ બોલાવી મુંબઇની પણ સરવે મોબેદોની રાજી ખુશીની એકમતથી રાજી થવા સાથે અનજુમન ભરી વધારે મતો લેઇ ચોકશ કરી ધારાના હી માએતીની મારફતે કાએદો પકડી ફરીઆદ કરવાની ગોઠવણ કરવી. હવે આવું શુભ કાંમ પેલા તાતાજી સાહેબે માંથે લીધું જેથી તેઓ સાહેબને મોટું માન આપવા સાથે હમે ખુશી થઇએ છીએ કારણકે અમારી ખરી નેમ તે રૂપીઆ લેવાની હોવાથી અમે ઘણાં વરશ થયાં જાહેર હીમત કરી એક હેંડબીલ વટીક કાહાડી નવશારીની ભગરની અનજુમનને શુચના કરી ચુકેલા. હવે તે કાંમ પાર ઊતરે એવી પાટીઊપર આવે તેમ બનીઊ પણ તેવાં પરઊપીઓગી કાંમમાં ચોરીમાંથીજ ચચરીઊ કે જે કાએદે ખાંનગી મીટીંગ બોલાવવી ઘટે, જાહેર સભા બોલાવવી ઘટે તેમ બનીઊ નહી. કોઇબી નવશારીની અનજુમનને મલતાં કાંમો હોએ તે કામની ગોઠવણ કરવાને અનજુમનના વડા તરણ મુખે શાહેબો

ની ચોકસ ગોઠવણ હોવા છતાં જેવારે ખાંનગી બેઠક કીધી તેમાં પેલા અનજુમનના વડા બંને દેશાઇ સાહેબોનેજ દુર રાખીઆ. ભાઇ શાહેબો નમો શારીપાઅન શમજતા હશો કે કોઇબી અન જુમનમાં કોઇબી પંચમાં કોઇ નવી ગોઠવણ તેનો નેમનુક કરવામાં આવેછે તેવારે તે વીશે ગોઠવણ તથા નેમનુક કરવાને નાંમીચા માંણશો પેહેલો ભાગ લેછે. ચોકસ બંદોબસત કરી પછી જાહેર મેલેછે. એવા કાએદા છતાં પેલા તાતાજી શાહેબે અને ઊધરતી વએના દશતુરજીએ ઘણી ભુલ કીધી. ફકત એવીજ તકદીલી વાત વચમાં લાવીઆજે એ બાબદમાં કારી પાઘડી બાંધે તેવા અથોરનાંનનું કાંઇજ કાંમ નથી તેઓની શુહલે લેવાનુંબી જાણે કાંમ નહી હોએ તેવી નેમનુક કરી જાંણે તેઓ અથોર નાંન તરીકે તો નહી પણ નાંમીચાં શાધારણ માંણશબી નહીજ હોએ તેમ શમજી ગાંમમાં ફાટફુટ પડે. બીજાં ભલાં કાંમોમાં આગળ ચાલતાં નુકશાંન થાએ તેની બુરી અસર સરવે વતનીઓને ચાખવી પડે એવો કોઇબી વીચાર દીલમાં નહી લાવતાં તેઓને દુર રાખી થોડા મતલબીઆ મોબેદો શાથે લેઇ ખાંનગી મીટીંગ ભરી વળી તેજ મીટીંગમાં બોલાવવામાં આવીઊ

જે કાલની જાહેર શભા વખતે પેલા બંને દેશાઇ સાહેબોનેબી બોલાવશું. શું આ થોડો ઊપકાર પેલા નાંમીચા નરો ઊપર થાઓઓ. અતીશય. તઓ રાત દહાડો ટોલાને વાશતે સરકારી કાંમોમાં બનતી મેહનત કરે તેના ઊપકાર શું આ થોડો કહેવાએ! તેઓ નાંમીચાં માણસ ત રીકે ખાંનગી બેઠકમાં નહી તેનો બંદોબસત કર વા લાએકનાંબી નહી હોએ! શું એ થોડી પ્રીલ શુપી છે. હું એટલુંજ તમો વાંચનારા સાહેબોનું ધીઆંન ખેંચુંછું કે જેવારે કારી પાઘડીઆ હ ઘારનાંન શાહેબોનું કાંઇ કાંમજ નહી, તેઓને એ રૂપીઆ વીશે કાંઇ હક નથી તેવારે પાછું આગમાં તેલ નાંમી તેઓને ગોશે કરવાનું કા રણ શું. તે એ કે રોજ ૧૩ મો માહા ૪ થે જા હેર મોબેદોની અનજુમનનાં તેરાં કરાવીઆં તેને મલતાં તરાં દેશાઇ સાહેબોને કરવાની કાંઇ અગત હતી નહી. અવલતો જે હુંડબીલ કારી પાઘડીવાલા સાહેબ, તાતાજીને નાંમે છપાયાં તે અનજુમનને નાંમે અથવા વડા દશતુરજી સાહેબ ને નાંમે છપાવાં જોઇતાં હતાં. ખાંનગી મીટીંગ માં દેશાઇજી સાહેબોનું કાંમ હતું નહી તેમજ તાતાજી શાહેબબી તે મીટીંગમાં શાંમેલ નહી થાતે. બારોબાર તે વીશે ગોઠવણો કરી આપતે

તો દેશાઇજીનેબી કંઇ ગોશે થવાનું કારણ રેહેત નહી. વળી તે દીને અનજુમનનું માણસ બેમ નજી રાવ દેશાઇજી બેમનજી દારાબજીને પેહેલું તેરું કરવા આવીઆ જે જીનાંભાઇ દશતુરે કે વારીઉચ કે વાડીઆજીનાં આતંશબેરાંમની આ વકનાં રૂપીઆં હીરજીભાઇ શેઠનાં પાશે એકઠા થએલા છે તે લેવા વીશે તમોબી આવજો. અન જુમનમાં ગોઠવણો કહી સમજાવવાની છે જેથી દેશાઇજી ગોશાથી બોલીઆજે જીનાંભાઇ કોણ, તે થાએચ કોણ, તને કોણે દસતુર નેમેઓ. એ ટલું શમજીને રાવ સાહેબ પાછા ગીઆ. પાંચ મીનીટ પછી વળી દેશાઇ બરજોરજી નવરોજી પાશે આવી કેહેવા લાગા જે દસતુરજી શાહેબે કેવારીઉચ કે હીરજીભાઇ શેઠને ઘેર આપણાં રૂપીઆ અટકેલાછે તે વીશે અનજુમનમાં આવજો: તે જગા ઉપર એદલજી બેમનજી દેં શાઇજી હાજર હતા તેવણ બોલીઆજે તમો મારા મુરબીજીને તો જીનાંભાઇ દસતુરને નાંમે ઇજન કીધું અને ઇહાં તો દસતુરજીને નાંમે કરો છો બેમનજી રાવે કહેઉ જે શાહેબ મેં તાંહાં દશતુર જીનુંબી અને જીનાંભાઇનુંબી નાંમ દીધું હતું. એદલજી દેશાઇ ગોશાથી બોલીઆ કે તું કોણની શુજમાં આવું ખોટું બોલેચ. તેટલે બીજી

તેરૂં દશતુરજીને નાંમે જમશેદજી હોમજી ભાઈ દશતુર પુઠે કરાવીઉ. જવાબ દેશાઈ બરજોરજીનો કે ગેઈ કાલે ખાંનગી બેઠકમાં હું મારૂં કાંમ નહીપડીઉ અને હમણાં આવવાનું હમારૂં કાંમ શું છે* જેવારે હમોને લાગતું વળ ગતુંજ નથી તારે તમોને સારૂં •શુજે તે કરો. દેશાઈ બમનંજીએબી જમશેદજી દસતુરને ઊપલો જવાબ કહેઓ. તે ઊપરાંત કેહેવડાવીઉ જે સરકાર તરફથી ઘણા દાહાડાનો સવાલ પતર આવીઓચ તેનો જવાબ મોકલવા વીશે તમોને ફરશુદ મલતી નથી. જાહેર અનજુમનને ભેગા કરતા નથી તે કામની પેહેલી અગત છે તે ઊપર તમારો વીચાર પોહોંચતો નથી જે અગતનું કાંમ આખાં ટોળાંનાં ભલાં કાજેનું છે તે જ લદી થવું જોઇએ. આવા જવાબ વાજબી કે વારંવા છતાં અનજુમનં ભરાયા પછી વળી ત રીજું તેરૂં પેલા બંને દેશાઇને• અનજુમનનાં નાંમથી કરાવીઉ. આ દેખાવ અનજુમનમાં કરવાનું કારણ જુદુંજ હતું; જે શાહેબો અનજુ મનને નાંમે ઇજન કરવા ગીઆ તેઓનેબી બીજાં તેરાંને મલતોજ જવાબ કેહેઓ. એ દીનની અ નજુમનમાં હમુને જાવાની પણ અગત વાજબી • દીશી નહી કારણકે તે જગા ઊપર કંઇ ઊલટુ

થાએ, ઊલટું બોલાએ તે મારાથી ખામોશી કરી મુગું બેશાએ નહી. એવી મારી ખાતરી હતી. કારણ કે તે જગા ઊપર ઘણીબી વખત અન જુમનો ભરાઇછે પણ કોઇથી વાજબી બોલાતું નથી પણ બોલીને જુદી બદનાંમી લીએ તેનું કંઇ વલે નહી. તેજ મીજલશમાં પેલો પરખીઆતુ એરચજી મોદી બે શખુન વાજબી બોલીઆ જે અમ ધોરનાંનમાં બે અનજુમન છે કે કારી પાઘડીની જુદી અને શફેદ પાઘડીની જુદી. શું કારી પાઘડી નાંને કંઇ હક નથી એ વીગરે કેટલુંએક વાજબી બોલવા છતાં કોઇબી તે ઘણીનેમલતું થઊ નહી શાંમનાં તેવા શાહેબો રૂપીઆ લેવાની ઊલટમાં આવી. પેલા મોદીનાં બોલવાને વજન આપીઊ નહી વળી તેજ મીજલશમાં એક દેશાઇ સાહેબ વીશે ખોટું બોલવામાં આવીઊ. પણ તે વીશે તેજ વખતે તજવીજ કરતાં પુરતી રીતે શાબેતં થઊ નહી. અને ઓર મતલબીઆઓનો રકાશ થઓ. પછી પેલા જાહેરમાં આવેલા કાએદા તરણ પસાર થયા. વળી રોજ ૧૫ મો માહા ૪થે શેઠ બેરાંમજી નોશેરવાંનજી શીરવઇનાં ઘણાં વરશનાં ચાલુ ગહમબાર થાએછે તે થયા તેમાં અજાએબી એવી થાઇજે વરશ બાર શુધી ઘર મનાં ફરમાંનથી ગોશતનું ખાનું ખવારવાનું ગુ

નાંહ ભરેલું શમજી વરી પેલા તેવણના દસતુ
રજી એરચજી શોરાબજી મેરજીરાણાનાં શમજા
વવાથી નહી ખવારતા હતાંપણ કોઈ નવા પેગ઼
મબરે આવી શેઠ બેરામજીને શમજાવીઊ હશે
તેથી પોતાનો ખરો વીચાર ફેરવી ગોશફંદાન
જશ્ને કરાવી ધરમનાં ઊપાધીઆ,ધરમગુરૂઓને
અશોદાદ આપવા સાથે જમારી ખુશી ખુશી કરી
નાંખીઆ. ફકત શચાઇને વાશતે અને ધરમનાં
ફરમાનથી ઊલટું થએલું જોવાથી વરી નાંમી
ચાં માણશોનું અધુરૂં મન થએલું જોવાથી
હમોજ નાંખુશ થઇ ઘેર આવીઆં. હમો નમન
તાઇ શાથે એ ધરમાતુ શેઠ સાહેબને અરજ
ગુજારીએચ કે તમારૂં મન નહી આઓ તરં કે
નહી પેલી તર આવું હોએ તો બેહેતર એ છે
કે ગહમબાર શાહેબનું જશનનું કામ જારી રાખી
હમણાં જે બખશેશ આપોછો તેમાં કાંઇ વધારો
કરીને આવું જમનવાર એકેદમ છોડી દીધેલું
બેહેતર કેવાએ. પછી તો તમારો ચાકર નાચારછે.

વરી ખુશાલી ભરીઊં એ છેજે વડા દશતુરજીનાં
ઘરમાં કંકાશ વધા ગીઆ છે તે દુર કરવાને
અને લેનું દેનું પતાવવાને પાંચ છ નાંમીચાં
માણશોએ લવાડી લેઇ તેઓને ખુશીથી શમ
જુતી કરાવા નેમાઇ છે તે વીશેની કમીટી રોજ

૧૭ મો માહા ૪ થે શેઠ બેરાંમજી નોશેરવાંનજી શીર વાંઈ જાંહાં ઊતરેલા હતા તે મકાંનમાં કલાક તરનને અમલે એક બેઠક કરીને ચોકસ કરી ઊઠીઆ છે. હવે ખચીત આશા રાખવામાં આવેછેકે નાંમીચાં દસતુરી કુટુંબ માંથી કંકાશ દુર થાશે કારણ કે મુંબઈનાં બે નાંમીચા નરો જે ઓ ખરા ધરમાતુ તથા નીતીવાંન છે તેઓએ એ કાંમ માંથે લીધુંછે તેઓને પુરતી રીત જશ મલે એવી દુઆ માંગુંછું.

હવે સરકાર તરફથી આવેલાં પતર વીશે હમો પાછા પેલા બંને દેશાઈ શાહેબો પાશે જઈ બનતી મેહેનતે રોજ ૨૯ મો માહા ૪ થે જાહેર અંનજુમન બોલાવાની ફરજ પાડી જેથી દસતુ ર જી સાહેબે અનજુમનનાં માંણશ પાશે એજન ફરવીઆં. પણ કાએદા વીરૂધ થવાથી દેશાઈ બમનજીએ અટકાંવ કીધો તેનું જાણવું એ કે આગલબી એ બંને દેશાઈ શાહેબોને પુછવા વગર તેરાં ફેરવેલાં તેનો અટકાવ થયલો તે છતાં પાછાં તેરાં બેમનજી દેશાઈને પુછાવા વગર ફે રવીઆં. પછી તેવણે તેરાં કરતાં અટકાવ કર વાંથી કોણને શોભા ભરેલું થાઇઊ તે ઊપર તમો શાહેબેજ વીચાર કરવો. પછી વચમાં ચાર કલાક થઈ ગયા અને બેમનજી દેશાઈજીની રજા

મેળવી ફરીથી અનજુમનને ઈજન કરાવીઆં જેથી ચાર કલાકે ખરશેદ્વારીના બંગલામાં શામે શતે અનજુમન એકઠી થંઇ તેમાં મુખીય વકીલ શાહેબો દશતુરાંન દશતુરજી દારાબજી માહીયારજી તથા દેશાઈજી બરજોરજી નવરોજી અને દેશાઈજી બેમનજી દારાબજી પોરીઆ અંને બીજા દશતુર શાહેબો તથા બેહેદીન શાહેબોની મોટી સભા ભરાવા પછી દેશાઇ મનચેરજી બરજોરજીએ શભા બોલાવા નું કારણ કહ્યા શમજાવા બાદ તરણે વડીએલોની આગેવાનીથી શરકાર દરબારના કેટલાંએક કાંમો અનજુમન તરફથી કીધેલાં તેંની યાદી વાંચી શમજાવી અને ખંડેરાવ ગાએકવાડનાં વખતમાં જરથોસતીઓમાં નાંતરાં તથાતલાક વીશે શરકા રજ રજા આપતી હતી તેમાં આપણી નાંદાંન વોહુ દીકરીને શરકારમાં મુખજુઆંની આપવી પડતી હતી, તેટલુંજ નહી તે વાશે હાજી નાંજીમાં ભાગ લેવાને નાંમીગાં અને આબરૂદાર માંણશોને શરકારની કચેરીમાં પુરાવો આપવા જાવા પડતું હતું તે અડચણ ટાલવા બનતી મેહનત પાછું આપણી અનજીમનના હાથમાં આવીઊ તે વાંચી શમજાવી પછી હમણાં પાછું શરકાર તરફથી નાંત રાં તથા તલાક વીશે લખાઇ આવેલો પતર વાંચી શમજાવીઓ અને અનજુમનને કહી શમજાવીઊ જે એનો જવાબ શું લખવો તે તમો શાહેબોનાં

વીચાર ઊપર છે. તમોએ એકમતથી જવાબ મોકલવો. જરા ગડબડ થવા બાદ મોબેદો બર જોરજી કોટવાલ તથા રૂશતમજી અવાશીઆ બોલીઆ જે તમે તરણે વડીલો અનજુમન તરફથી કોઈબી કાંમની ખટપટ કરોછો તેમ કરી જવાબ મોકલો. દેશાઈ મનચેરજી બોલીઆ તમો હમુને આજે વડીલો તરીકે કેવોંચ અને હમુને પછવાડે માંડું બોલવાને હમારી ગીબત કરવાને કેટલાએક શાહુઓ ચુકતાનથી. જેવો નાંદાંન બુધીના છે તેઓ બોલે, એ વાત નેયારીછે પણ મો હટી મોહટી શપેદ દાહાડીવાલાઓબી હમારા વીશે હલકા શબુનો વાપડે એ અજાએબી જેવું છે. વધારે ગડબડ થઇ એટલે દશતુરજી રૂશતમજી કેકોબાદજી બોલીઆ જે શાહુઓ આપણે આજે જે કારણને વાશતે શભા બોલાવીછે તેનોજ નીવેડો લાવો તો ઘણું શારૂં. તમારી કોઈ તકરારો હોએ તેને વાશતે બીજો દાહાડો નેમી તજવીજ કરો તો સારૂં. મનચેરજી દેશાઇ બોલીઆ શારૂં તેવારે તેમ કરશું. પછી પેલાજ બંને મોબેદ શાહુઓ બોલેઆ. ના શાહુબ તમુને કોઇ બોલીઉ નથી, હમો કોઇ બોલીઆ નથી તમુને કોઇએ ખોટું શમજાવીઆ હશે. તમો તે ધણીનું નામ દેવો. એ વાત ખોટીછે. પાછી ગડબડ થઇ ગઇ. દેશાઇ મનચેરજી બોલવાજાએ એટલે પેલાજ

શાહેબો બોલીઆકે તમો શાહેબોનોતો ઉપકાર હમા રીઉપર મોટા ખરશેદજી દેશાઇ શાહેબનાં વખતથી છે તે શાહેબે હમુને અજવાલેલા છે. તમો મુર બીતર કે હમારા ઉપર ઉપકાર કરતા આવેઆ છો તેમજ કરવું જોઇએ. હમે તમો લોકોનો આજની ઘડી સુધી ઉપકાર માનતા આવીઆ છેજીએ અને માનીએચ. દેશાઇ મનચેરજી બોલીઆ જેવારે તમો હમુને માંન આપોચ તેમજ હમો અનજુમનને અમારી આંખો કરતાં શરસ ગણીએચ. તમો હમારી બાજુ. તમો એક ગોશ્ફનદોનુ ટોલુ. હમો તમારી રખેવાલી કરી શીધે રસતે ચલાવનારા. પણ શાહેબો આજની શરકારનાં કાંમો તમો શમજોચ તો ખરા જે તે કરવા માંગે તે કરી શકે પણ આપણા ટો લામાંથી દાહાડે દાહડે શંપ તુટતો જાએ છે. કેટલાએક શાહેબો પોતાના આપ ખુદ વીચારનાં થઇ ગયા છે. એ તરણે શાહેબોએ કોઇબી બા બદનો ચુકાદો આપવા છતાં તે ચુકાદા ઉપર નાં રાજી થઇ શરકારમાં કોઇ અપીલ કરે જેથી એવો શાહેબને તેવી બાબદો વીશે જવાબદાર થવું પડે. વલી આટલું તો બોલવા માંગુચ કે કોઇ શાહેબે કાંઇ અગતશર અરજી કરવાંથી કોઇ વખત તે ધણીને ચોકશ અથવા ઉતાવલો જ વાબ મલતો નથી, પછી તેવા ધણીનાબી વાંક

કેમ કરાએ. એક દેશાઇ કહે ૫લાંનાં દેશાઇને ઘેર જાઓ, તે શાહેબ કહે દશતુરજીને તાંહાં જાઓ, દશતુરજી કેહે ૫લાંના દેશાઇની ખોટી છે. ઇતીઆદી બાબદોથી વખતે છ મહીનેબી અરજદારને જવાબ મલતો નથી જેથી તેવી કેટલીએક બાબદોના, કાએદા બાંધી તે. ઉપર શન શતે અનજુમનની શહીઓ લીધામાં આવેતો તેમ બને. જેથી એ તરણે શાહેબો પોતાનું કાંમ કરીઆ જાએ. કેટલીએક ગડબડ થવા બાદ જીનાંભાઇ દશતુર બોલીઆ જે તે કાએદા છપાવા જોઇએ તે શરપેનાં ધીઆંનમાં આવેતો બાહાલ રેહે. વરી ઘણી ગડબડ થઇ ગઇ. કોઇ બોલે તે શમજાએ નહી. કોઇને બોલવા દીએ નહીં. જેથી હમો બેઠલા ઉઠી વડીલો આગલ જઇને બોલીઆ જે જીનાંભાઇ કેહેચ તેમ નહી થવું જોઇએ, તેવારે તો ' કાએદા બાંધનારની અને એ તરણે શાહેબોની મનશકતી ઉપર શખુનો જાએ. લેખી કાએદા વીશે કોઇને તપાશવું હોએતો તેવા લેખી કાએદા તરણ ચાર જગા ઉપર રાખી તે વીશેની કોઇ ચોકસ મુદત નાંખી અનજુમનને જણાવવું જે આટલા દાહાડામાં જેને કંઇ વાંધો નજર આવે તે વાંધો પોતાનાં વીચાર શાથે થેડવેલી મુદત અંદર તરણે વડીલોને લખી બોલાશો કરે. પછી તે

તેઓનાં ધીઆંનમાં આવેતો ફ્રરવે યા નહી. પછી જાહેર અનજુમન બોલાવી કાએદા વંચાવી શરવેની શહી લેવી. એ વાતપછી એક મતેથી બાહાલ રહેવા બાદ બીજલશ દરખાશત થઇ હતી; પણ હજુરવેર તે વીશે કાંઇ ચોકસ થાયલુ જણાતું નથી.

હવે પેલા રૂ૪૦૦૦૦) હજાર લેવાની બાબદ વીશે રોજ ૩જોમાહા ૫ મે મુંબાઇમાં માંણેકજી શેઠની અગીઆરીમાં મેબેદાનીશભા મલી હતી તેમાં મારૂં બોલવું એ હતું કે આ રૂપીઆ લેવા તે કાંઇ શેહેલાઇ થી લેઇ શકાએ તેમ નથી. શાંમનાં માણશોબી કમ નથી. જેથી ચોકશ નેમનુકથી કાંમ કરવું. તરીજી દરખાશતમાં જે મેનીજર શાહેબો નેમેલાછે તેને બદલે આપણી પાંચે પોરમાં જેઓ વકીલ શો લીશીટર અને બીજા જેઓ કાએદા શીખેલા છે તેઓને નેમવામાં આવેતો વધારે કઉઅત થાય અને ભગરના વડા દસતુરજી શાહેબ નહી હો એતો બેહેતર થાએ કારણ કે વખતે મુંબઇ આવી તેવણને જુબાંની આપવી પડે તો તેવણથી આવવાને બને નહી. તેવણને શોભા ભરીઉં થાએ નહી. તેથી મેનીજરની ફ્રરબદલી થાયતો શારૂ, ઇતી આદી. એનો શેવટનો જવાબ એવો મલેઓ જે નવશારીમાં ગોઠવણ થાઇ છે તેજ આપણે બાહા લ રાખવી જોઇએ.

---

# નાંમદાર શરકાર તરફથી માંણશોની ગનતરી કરવા વીશે, જરથોશતી ધરમનાં ફરમાંન શુંાથે રોજ ૩૦ મો માહા ૫ મે ધોબી તલાવપરની શેઠ જમશેદજી દાદાભાઈ આંમરીઆની અગીઆરીમાં મોબેદ રતનજી રૂશતમજી કાંગાએ કીધેલી

# વાએજ.

---

પાખ દાંદારની મદદ હોજો.

મીજલશના શાહેબો—આજ રોજે તમો શાહેબોનો અમુલ વખત 'રોકી આ જગા ઊપર ભેગા થયા છો જેથી તમારો ઊપકાર માનું છું. આજની મીજલશ બોલાવાનું કારણ એ કે આપણી નાંમદાર શરકાર તરફથી જે પતરો માણશોની ગણતરી કરવાનાં હેતુથી આપણને મલીઆં છે અને તે ગણતરી કરી લતા લતાનો શુમાર રાખવા તે શાથે કોઈબી તરેથી આપણી શુખાકારી જાલવવાની નેમ આપણને માલમ પડેછે. જેવાકે કોલાબા કોટ બાહાર કોટ મજગાંમ ઊમરખાડી વગેરે લતાવો ઊપર કેટલી વશતી છે. કેટલાં બીનરોજગાર અથવા

વગર કેળવણીનાં યા અપંગ ઇતીઆદી માનશો છે તેવા લતાપર પોતાની દેખરેખ રાખી કોઇબી ભલા ઊપાએ લેએ. હવે શરવે લોકોની ગણતરી તા૦ ૧૭મી ફેબરવારીને દીને રાતનાં એકજ વખતમાં કરવાની છે. તમો શાહેબો તો તમોને મલેલાં પતરકો વાંચી વાકેફ થયા હશો તોએ પણ મારે શમજાવવાની ફરજ એટલીજ છે કે કોઇ કોઇ શાહેબોને શમજણ નહી પડે. પતરક તઇઆર કરી મેલીઆ નહી હોએ તેઓએ તઇઆર ભરી રાખવાં. તમોને તે વીશે શમજણ નહી પડે તો પારપડોશીને પુછી તેમ કરી મેલવું જેથી આપણા નાંમીચા અને શાલેશ ટોલાથી શરકારી માંણશોને ઘણી મેહેનત આપવામાં આવે નહી અને એ રાતે બનતાં શુધી શાલેશાઇ, ભલમનશાઇ વાપરવી જેથી આપણાં નાંમીચા જરથોશતી નાંમને, આપણા વડીલોને શોભા ભરેલું લાગે તેમ કરવું કોઇએ હુજરાઇ કરવી નહી. એ આપણા ટોળાંનું કામ નહી એ બેઅકલી અને વગર કેળવણીનાં માણશોનું કાંમ. વરી આપણે રાજકરતાનાં હોકમ પરમાંણે શાચે શાચું પતરકમાં લખવું જેથી ગોયા આપણે શરકારને માંન આપવા શાથે આપણને હશતીમાં લાવનાર દાદાર હોરમજદને માંન આપવા તેનાં ફરમાંનો પરમાંણે ચાલવા જેવું થાએ

આપણાં ધરમની રૂએ તેમાં આવેલી બીનાં તમો ભલા મીજલશીઓમે શમજાવુંચ.

અવશતા.

મનશની ગવશની કોનશની. દુશમત દોજુખતે દોજુઅરશતે.વરી એજ બાબદને મલતું ફરમાંન આશીરવાદમાં આવેલું છે. મનશની હુમતે મનાદ. ગવશની હુખતે ગોયાદ. કોનશની હુઅરશતે કોનાદ. હરવશપ દુશમત દોઆરાદ. હરવશપ દોજુખતે બકાદ. હરવશપ દોજુઅરશતબેશોજાદ. વલી ઊપલા અવશતાને મલતા વંદીદાદ નાંમનાં પુશતકમાં તથા બીજાં પુશતકોમાં ઘણી ગેમ આવેલું છે.પણ ઘણું લમબાંણ થવાથી તમો શાહેબોનો વખત રોકવાને દરૂશત જોતા નથી. ઊપલા અવશતાનો બોલાશો એ છે જે શાચું બોલવું, શાચાં કાંમો કરવાં, શચાઇથી ચાલવું ઇતીઆદી. બુરૂ એટલે જુઠું બોલવું નહી, બુરાં કાંમો કરવાં નહી બુરી નેમ રાખવી નહી ઇતીઆદી. શાહેબો આપણાં ધરમ પુશતકોથી ઇનશાફ નીતી રચાયલી ચોકશ માલમ પડેછે. શાચું બોલનારો યા લખનારો કાએદામાંથી બનચી જાએછે. વરી તેની શચાઇ માટે શરકારના કાએદાથી અને આંમ લોકોનાં તોનાંમ થી બચાવ થાએ છે. એટલુંજ નહી જગતને હશતીમાં લાવનાર શાહેબ

આગલબી શરખરૂં રહેછે. અને જુઠું બોલનારા ઇનશાફના કાએદામાં ફશી જાએછે બલકે શીક્ષાને પોંહોચે છે. વળી આંમ લોકોમાં તેનીહંશી થાયછે તે ઉપરાંત મીનો સાહેબ દાદાર હોરમજદ આગલ શરમીંદા રહેછે ઇતીઆદી. વરી એક બારણી જુઠું બોલી કોઇ પોતાની મતલબબી જાલવે. પણ તેવો ધણી પોતાને મનથી તો હંમેશ પશતાએછે. બલકે તે વીશેની ધાશતી હંમેશ પોતાનાં દીલમાં રહેછે કે રખે કોઇ તરે શપરાઇ જઇએ. તેવારે આવું શમજવા છતાં કોઇએ બેદરકારી કરવી નહી. વલી તમો ભલા મીજલશી શાહુઓને થોડું શમજાવવા માંગુંછું.

આપણે ઈંગરેજી રાજની રઇઅત છઈએ અને એ રાજના મુખીઅ કાએદા એવા છે કે શરવે ગણીઆતને પોતાના ધરમ જાલવવાની છુટ.બખશેશ થાએલી છે અને ઇનશાંન માતરને જગતને હશતીમાં લાવનાર શાહેબથી મુલ ફર માંન એ છે કે પેહલો ધરમ જાલવવો. પછી કરમ ઊપર આધાર રાખવો. પેહલી ધરમની ફીલશુફી વાપડવી, તે વીશે થોડી શકતીબી ખમ વી પડેતો ખમવી. પછી દુનીઆદારીની હેજગારી કરી કરમનો ઊપીઓગ કરવો. હવે આપણે માંથે જે હાલ રાજ છે તે શરવેને ભાએગશાલી

છે. કારણ કે એ રાજનાં અંદર શરવે કોઈના પોતાના ધરમની સંભાળ થાએછે. બીજાં જંગલી રાજા પોતાની રઈઅત ઊપર અતીશય દબાંન કરેછે. જેને જોવાકી દોર કરી કહુછે. જેમ આપણાં ઈરાનવેજમાં જોવાક પાહાંદશાએ પોતાનો જુલમાંતી દોર ચલાવીઆ હતો. ત્યાંજે તેવીશે ત વારીખોમાં નોધાઈ રહેલુંછે. અને જે રાજા ભલાં થઈ ગયાં છે. તેવું ભલું રાજ જોશુ તો આ ઈંગરેજી રાજ છે. એ રાજ અપણ ઈનશાનોને માંટે કેટલી મેહુનત લીએ છે, જે વીશે આપણથી કાંઈજ તારીફ કરી શકાતી નથી. જેટલી તારીફ કરીએ તેટલી થોડીછે. હાલ લાખો રૂપીઆ ખરચીજે માણશોની ગણતરી કરવાને મેહુનત કરેછે જેથી આપણને ખુશી થવું જોઇએ એવાં આદેલ રાજનાં ધારા યા બંદોબશત ઈતી આદી બાબદોને માંથે ચડાવી મોટી ખુશી સાથે કબુલ કરી તે પ્રરમાણે ચાલવું જોઈએ. શાહુબો આપણ ઈનશાંન માતરને હરેક બાબદોથી શબુરી બખતીયર કરવી. નાંશબર થવું નહી. ગનતરી ની બાબદ વીશે કોઈબી અડચણ શરકાર તરફની નથી. પણ નાં શબર લોકો તરેહવાર વીચાર લેઈ જાએછે. કોઈ કહેછે, ગણતરી કરી આપણ ઊપર કર નાંખશે. ઈતીઆદી પણ તેમબી નથી

વલી તમો શાહેબોને ફરીથી શમજાવવા માંગુંચ કે કોઇબી શમે એટલે કોઇદાહાડે આપણી શરકારને કોઇ જાતનો કરબી નાંખવો પડે તો મોટી ખુશી શાથે બહાલ રાખવો જોઇએ. તમો વીચાર કરો કે આપણ શરવેની શુખાકારી જાલવવા નાંણાંની જરૂર. અગત પડેતો તે પોતાની રઇઅત પાશે નહીં લે તો કોણ પાશ લીએ. પછી આપણી હરેક જાતની શુખાકારી કેમ જલવાએ. વરશ દહાડે દર ઇનસાંન હીઠ આપણ ઊપર કોઇ તરેહનોબી કર હોએતો તે ગેરવાજબી કહેવાએ નહી. તમો તમારે હાથે તમારાં તન ઊપર વરશ દાહાડે શેંકડો રૂપીઆનો કર નાંખો છો. આગલા વખતમાં અરધી શદીની અંદર આપણો પેરવાશ અને ખાધ ખોરાક કેવો અને કેટલો હતો. તે વધીવધીને કેટલો વધી ગીઓ છે તે વીશે તમોને જ શારીપખે શમજવું જોંઇએ. હવે તેવા વધી ગએલા ખરચમાંથી જો કશર કરવા માંગીએ તો મોટી રકમનો વરશ દાહાડે બચાવ થાએ. તે ઊપર ધીઆંન આપવું પણ શમા પરમાણે જેમ ચાલેછે તે ઊપરજ શબુરી પકડી રાજ અને તાજને માન આપી, દીનદારી ને દુનીઆદારીનો કારભાર ચલાવવો જોઇએ. આંમીન આંમીન.

એક મીજલસી મીઠકાવશજી દીનશાજી કીઆશે ઊપલાં બોલવાને ટેકો આપી કહીશમજાવીઊ જે આપણા રતનદાર કાંગા પોતાની નબલી હાલત છતાં આપણને ધરમ સંબંધી કેટલીએક બાબદો શમજાવેછે જેથી હું ઊપકાર માંનુંછુ. તમો મીજલશ શાહેબોએ એવણનો ઊપકાર માનવો જોઇએ. આ જની બાબદ જે શચાઇ વીશે શમજાવીઊ છે ત શરકારની નેમને મલતું છે કે પતરકોમાં શાચે શાચું લખવું. એ આપણને ઘણું ફાએદા કારક છે, પણ આપણી આવતી ઓલાદનેબી વધારે ફાએદા થાએ તેમ છે, જેથી આપણે માંથે જે ભલું રાજ છે તેને માંન આપી ચાલવું. તાલી પડવા બાદ મીજલશ દરખાશત થઇ આ ચોપાં નીઊ બંધ કરતાં વાંચનારા દાંનેશમંદ શાહેબને નમનતાઇ શાથે અરજ કરૂંચ કે એ વીશે ત મારા દાનાઇ ભરેલા વીચાર જણાવી આશરા આપશો.



# જાહેર ખબર.

પારશી પંચાતનાં મુખ્ય શાહેબો શર જમશેદજી જીજીભાઈ બેરોનેટ તથા શેઠ ખરશેદજી માંણેકજી શરાફ આગેવાની કરી શખી દીલ શેઠ ફરાંમજી કાવશજી બનાંજીનાં ખરચથી શુરતવાશી દસતુર ફરાંમજી અશપંદીઆરજી રબાડીની પાશે આખા વંદીદાદનો તરજુમો ગુજરાતીનાં શબદે શાથે કરાવી ચાર દશતુરં સાહેબો પાશે ચોકસ કરાવી, તે પુશતક શંવત ૧૮૮૨ નાં શાલમાં આતશબેહેરાંમ શાહેબના હજુરમાં ઊપલા તરણ અફાબરો, બીજા બે ગરહશથો અને ચાર દસતુરો શાથે બેશી તે પુશતક ખરૂ ઠેડવી તે ઊપર દશતુરોએ શહી કરી અને પેલા પાંચ ગરહશથોએ પોતાની શાખ કરી ચોકસ કરેલો છે. તે વંદીદાદમાં આવેલી મુખીઅ બાબદો અને બોલાશો દર પરગરદનો જુદો જુદો ટુંકમાં શમાવેલો ફકત સાર વાંચનાર શાહેબને બોહલી શમજણ પડે એવી રીતે બનાવી એક નાંહાંનું પુશતક છપાવાનો ઇરાદો કરીંઓ છે અને તે સરવેને ખરીદ કરવાનેબી બની આવે એવી હલકી કીમત નકલ ૧) નો રૂ ૧) ઠેડવીછે, જેથી ભલા જરથોસતી શાહેબોને અરજ કરવામાં આવેચ કે બનતી નકલ ખરીદ કરી તથા ધરમાતુ શાહેબોએ કંઈ આશરો આપી શવાબનો લતીજો હાંશલ કરવો.

લા૦ મોબેદ રતનજી રૂશતમજી કાંગા